॥ સનાતન પરમો ધર્મ ॥

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનું મુખપત્ર

પ્રચાર પ્રસાર — જાગૃત ઉજાગર

સોસીયલ મિડીયા

# સનાતન ધર્મ પત્રિકા

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ — નખત્રાણા-કચ્છ

Email : office@sanatandharmpatrika.com I Web : www.sanatandharmpatrika.com

● સં.૨૦૭૭ ● આસો વદ-અગિયારસ ● તા.૧-૧૧-૨૧ ● સોમવાર SDP NO:561 પાનાં:૩ MOB.:+91 7801877774,+91 7718977774 ankasantandharmpatrika@gmail.com


## 146 મી જન્મ જયંતી નમીતે રાયપુર સમાજ માં સરદાર પટેલ ની પ્રતિમા ને માલ્યા અર્પણ



રાયપુર માં કેન્દ્રીય સમાજ પૂર્વ પ્રમુખશ્રી રામજીભાઈ નાકરાણી છત્તીસગઢ ઝોન સમાજ પ્રમુખશ્રી કાંતિભાઈ લીંબાણી, નગર નિગમ પાર્ષદ તિલકભાઈ છાભૈયા, પૂર્વ રાયપુર શહર ભાજપ મહામંત્રી જયંતીભાઈ દીવાણી, યુવાસંઘ છત્તીસગઢ રિજયન ચેરમેન કિશોર નાકરાણી.. રાયપુર યુવક મંડળ પ્રમુખ હરસુખ રૂડાણી તેમજ ઉપસ્થિત વડીલો અને યુવા ટીમ દ્વારા આજ રોજ ઉપસ્થિત

રાયપુર સાંસદ સુનિલ સોનીજી ના અતિથી વિષેશ માં ટીમ્બર ભવન ખાતે આપણા લોખડી પુરુસ અખન્ડ ભારત ના નિર્માતા પાટીદાર ના પનોતા પુત્ર સરદાર વલ્લભભાઈ પટેલજી ની 146મી જન્મ જયંતી ઉપલક્ષે સંગોષ્ઠિ અને પ્રતિમા પર માલ્યાર્પણ નો કાર્યક્રમ આયોજિત કરવામાં આવેલ.
જય સરદાર ના નારા સાથે તેમના અભિગમ ને સહુએ સાક્ષાત્કાર કરવાનો પ્રયાસ કર્યો.

## ગાંધીધામ ખાતે સરદાર વલ્લભભાઈ પટેલ ની ૧૪૬ મી જન્મ જયતી




**સમસ્ત પાટીદાર સમાજ દ્વારા ગાંધીધામ** માં સરદાર પટેલ ની જન્મ જયંતિ નિમિતે રેલીનું આયોજન કર્યુ.

જેમાં કચ્છ સાસદશ્રી વિનોદભાઈ ચાવડા, સમસ્ત પાટીદાર સમાજના પ્રમુખશ્રી મુકેશભાઈ પટેલ તેમજ યુવા ક્રાંતિદલના પ્રમુખ હરેશભાઇ ભગત અને ડો. શાંતિલાલ સેંઘાણી તેમજ નગરસેવક શ્રીમતી મનીષાબેન પટેલ અને ભાજપ શહેર અને સમસ્ત પાટીદાર સમાજ મંત્રી, અંબાલાલ પોકાર અને સમાજ આગેવાનો શ્રી ડો. પ્રેમજીભાઈ ગોગારી, પ્રવીણભાઈ ભાવાણી, કાંતિભાઈ પોકાર, જેન્તીભાઈ પોકાર અને સમસ્ત પાટીદાર સમાજ જનો એ ગોપાલ સ્ટેડિયમ, આદિપુર ખાતે રેલીને સ્ટાર્ટઅપ આપ્યું.

રેલી આદિપુર થઈ ગાંધીધામના મુખ્ય માર્ગો અને માર્કેટ થઈ છેલ્લે સરદાર પટેલની પ્રતિભાને ફૂલહાર બાદ ભાઈપ્રતાપ, મહાત્મા ગાંધી અને બાબા સાહેબ આબેડકરની પ્રતિભા ને પણ ફૂલહાર કરવામાં આવ્યા જેમાં સમાજના ૨૫૦૦ થી વધારે લોકો જોડાયા અને 03 કિલોમીટર લાંબી કતારમાં શિસ્તબદ્ધ આયોજન કરવામાં આવ્યું. આ રેલી માં કેકેપી યુવા મંડળ ગાંધીધામ અને સમસ્ત પાટીદાર યુવા ક્રાંતિદલ ખૂબ જહેમત ઉપાડી રેલીની સફળ બનાવી..

સરદાર પટેલ અખન્ડ ભારત ના શિલ્પી જેના આ અભિગમ થકી અનેક ભાષાઓ અનેક માન્યતાઓ સાથે ભારત અખન્ડ છે. આજે સમગ્ર ગુજરાત માં સરદારધામ સંસ્થા દ્વારા વિવિધ પોગ્રામ કરવામાં આવ્યા.. સંયોજક અંબાલાલ પોકાર, ગાંધીધામ



## શ્રી કીસકીનધા પાટીદાર સમાજની હોસ્પેટ સમાજની સામાન્ય સભા સમાજની ત્રણે પાખોની નવી કારોબારીની વરણી કરાઈ.

શ્રી કીસકીનધા પાટીદાર સનાતન સમાજ, હોસ્પેટ સમાજની સામાન્ય સભા

**સમાજની ત્રણે પાખોની નવી કારોબારીની વરણી કરાઈ.**

( શ્રી શાંતિલાલભાઈ હંસરાજ પોકાર દ્વારા)

તારીખ ૧૭.૧૦.૨૦૨૧ ના રોજ શ્રી કીસકીનધા પાટીદાર સનાતન સમાજની ઘડ મી વાર્ષિક સામાન્ય સભા અત્રે શ્રી જલારામ ટિમ્બર ડેપોમાં સમાજના પ્રમુખશ્રી ગોવિંદભાઈ વાલજી રૂડાણી ના અધ્યક્ષ સ્થાને ખુબજ હર્ષોંઉલ્લાસ થી પાર પાડવામાં આવી.

સૌપ્રથમ યુવક મંડળના મંત્રીશ્રી નિલેશભાઈ ચૌધરીએ સૌનું સ્વાગત કરી સર્વે હોદ્દેદારો તેમજ સમાજના વડીલોને મંચ ઉપર સ્થાન ગ્રહણ કરાવેલ. ત્યારબાદ સમાજની બહેનો દ્વારા સ્વાગત ગીત રજુ કર્યા પછી સમાજના વડીલોના હસ્તે દીપ પ્રાગટ્ય તેમજ વૃક્ષારોપણ કરવામાં આવેલ. ત્યાર પછી સમાજના તેમજ જ્ઞાત અજ્ઞાત દિવંગત આત્માઓને શ્રદ્ધાંજલિ આપવામાં આવી હતી. ત્યારબાદ સમાજના મહામંત્રી વિઠ્ઠલભાઈ ચૌધરીએ ગત મિનિટ બુક તેમજ આવેલ પત્રો નું વાંચન કરેલ.

ત્યાર પછી સમાજના ખજાનચી હિરાલાલભાઈ પોકારે ગત બે વર્ષના હિસાબો રજૂ કર્યા હતા ત્યાર પછી સમાજના બાળકો દ્વારા સાંસ્કૃતિક કાર્યક્રમ રજુ કરવામાં આવ્યો હતો.

ત્યાર પછી વડીલોના હસ્તે સમાજના બાળકોનું સરસ્વતી સન્માન કરી પ્રોત્સાહિત કરવામા આવ્યા હતા.

ત્યાર પછી સમાજના મંત્રી વિઠ્ઠલભાઈ ચૌધરી ની ઉત્તર કર્ણાટક ઝોન મા ઓડીટર તરીકે વરણી થયા બદલ તેઓને સમાજ દ્વારા સન્માનીત કરવામાં આવેલ. તેમજ સમાજના યુવા કારોબારી સભ્ય શ્રી દિનેશભાઈ ચૌધરી ની ઉત્તર કર્ણાટક રિજિયન યુવા સંઘના રિજીયન ચેરમેન પદે વરણી થયા બદલ સન્માનિત કરવામાં આવેલ.

ત્યાર પછી હિંમતનગર ખાતે યોજવામાં આવેલ ઓલમ્પિયાડ માં ઉત્તર કર્ણાટક ઝોન રિજિયન તરફથી સમાજના બાળકોએ ભાગ લેતા બે સિલ્વર અને બે બોનઝ પદક મેળવ્યા બદલ સમાજ દ્વારા તેઓને સન્માનિત કરવામાં આવ્યા હતા.

ત્યાર પછી સમાજના વડીલો તેમજ સમાજના પ્રમુખશ્રી તથા ઉપપ્રમુખશ્રી એ સમાજલક્ષી પોતાના વિચારો જણાવ્યા હતા. ત્યાર પછી મંત્રીશ્રી વિઠ્ઠલભાઈ ચૌધરીએ હાલની કારોબારીની મુદત પૂરી થતાં નવી કારોબારીની રચના કરવામાં આવ્યા બાબત જણાવ્યા બાદ નવી કારોબારી ના હોદ્દેદારોનું સ્વાગત કરી મંચ ઉપર સ્થાન ગ્રહણ કરાવેલ હતું.

ત્યાર પછી સહમંત્રી શાંતિલાલભાઈ પોકારે આભાર વિધિ કરી સભા પુરી થયાનું જાહેર કરવામાં આવ્યુ હતુ.



પ્રમુખશ્રી, દેવરામભાઈ મનજી સાંખલા



મહામંત્રી, શાંતિલાલભાઈ હંસરાજ પોકાર

શ્રી કીસકીનધા પાટીદાર સનાતન સમાજ હોસ્પેટ (કર્ણાટક).ના નવા વરાયેલા હોદ્દેદારો.
પ્રમુખશ્રી દેવરામભાઈ મનજી સાંખલા.
ઉપપ્રમુખશ્રી વિઠ્ઠલભાઈ કરમશી ચૌધરી.
મહામંત્રી-શાંતિલાલભાઈ હંસરાજ પોકાર.
સહમંત્રી-દેવેન્દ્રભાઈ ઘરમશી પોકાર.
ખજાનચી ભરતભાઈ કેશવલાલ ચૌધરી.
કારોબારી તેમજ સલાહકાર સભ્યો-
માધવજીભાઈ કેશવલાલ ચૌધરી,
શ્રી દિનેશભાઈ કાનજી ચૌધરી,
શ્રી મોહનભાઈ હીરાલાલ પોકાર
શ્રી મહેશભાઈ શામજી ચૌધરી
શ્રી મોહનલાલ કાંતિભાઈ પોકાર
શ્રી જીતેન્દ્રભાઈ શામજી ચૌધરી,
શ્રી રસિકભાઈ રમેશભાઈ રામાણી,
શ્રી શંકરભાઈ નાનજી પોકાર.
શ્રી કાનજીભાઈ રતનસી ચૌધરી
શ્રી કેશવલાલભાઈ કરમશી ચૌધરી,
શ્રી હીરાલાલભાઈ કેસરા પોકાર,
શ્રી ખેતાભાઇ રામજી સાંખલા.



પ્રમુખ યુવા મંડળ જીતેન્દ્રભાઈ શામજી ચૌધરી



મહામંત્રી, યુવા મંડળ નિલેશભાઈ વિઠ્ઠલભાઈ ચૌધરી

શ્રી કીસકીનધા પાટીદાર સનાતન સમાજ હોસ્પેટ (કર્ણાટક) ના યુવક મંડળ ના નવા હોદ્દેદારો ની નિયુક્તિ કરવામાં આવી
પ્રમુખ- જીતેન્દ્રભાઈ શામજી ચૌધરી.
ઉપપ્રમુખ-મુકેશભાઈ દેવરામ સાંખલા.
મહામંત્રી-નિલેશભાઈ વિઠ્ઠલભાઈ ચૌધરી.
સહમંત્રી-વિનોદભાઈ વિઠ્ઠલભાઈ પોકાર.
ખજાનચી-યોગેશભાઈ કાનજી ચૌધરી.
કારોબારી સભ્યો-
પુરુષોત્તમભાઈ ધરમસી પોકાર,
દિનેશભાઈ કાનજી ચૌધરી,
મોહનભાઈ હીરાલાલ પોકાર,
રમેશભાઈ માધવજી ચૌધરી,
મોહનલાલ કાંતિભાઈ પોકાર.,



પ્રમુખ, શ્રીમતી ગીતાબેન દેવેન્દ્રભાઈ પોકાર



મહામંત્રી,શ્રીમતી પાર્વતીબેન દિનેશભાઈ ચૌધરી

શ્રી કીસકીનધા પાટીદાર સનાતન સમાજ હોસ્પેટ (કર્ણાટક) ના મહિલા મંડળ ના હોદ્દેદારો ની પણ નવી ટીમ વરણી કરવામાં આવેલ.
પ્રમુખ-શ્રીમતી ગીતાબેન દેવેન્દ્રભાઈ પોકાર.
ઉપપ્રમુખ-શ્રીમતી ધનલક્ષ્મીબેન હિંમતભાઈપોકાર.
મહામંત્રી- શ્રીમતી પાર્વતીબેન દિનેશભાઈ ચૌધરી.

# રાષ્ટ્રીય એકતા દિવસ નિમિત્તે દેશના ઘડવૈયા શ્રી સરદાર પટેલ ને શતઃ શતઃ નમન....



આ પૂતળું જોવા જશો નહીં...જવું હોય તો સરદારનો ગગનચુંબી સંકલ્પ જોવા જજો...

આ પૂતળું જોવા જશો નહીં.જવું હોય તો સરદારની અડીખમ તાકાતને જોવા જજો.સરદારે દેશમાંથી સરકી રહેલી યુનિટીને કેવી રીતે સ્ટેચ્યૂ કહીને રોકી દીધી હતી એ સમજવા જજો. આ પૂતળું જોવા જશો નહીં.નક્કામા ઊભા રહેવાને બદલે કર્મવીર કેવી રીતે થઇ શકાય એ જોવા જજો.

પણ જો પૂતળું જ જોવા જાવ તો સિમેન્ટ, સ્ટીલ અને લોખંડની આરપાર સરદારને જોવાનું ભૂલતાં નહીં !!

હું જોઉં છું કે લોકો ટીવી ચેનલો પર ચર્ચાઓ કરી રહ્યા છે કે આ પૂતળામાં કેટલું સિમેન્ટ વપરાયું, કેટલું કોંક્રિટ વપરાયું, કેટલું સ્ટીલ વપરાયુંઞપણ ભલા માણસઞપૂતળું કયા તત્વોનું બન્યું એની ચર્ચા નહીં, સરદારને સરદાર બનાવનાર તત્વો કયા હતાં એની ચર્ચા થવી જોઇએ.

સરદાર હોવું એટલે શુંબ સરદાર હોવું એટલે પત્નીનાં મોતનો તાર વાંચ્યા બાદ પણ ફરજ પર તૈનાત રહેવું એઞબે-ત્રણ છીંક આવતા જ રજા માટે બોસ પાસે દોડી જનારને આ વાત નહીં સમજાય.

સરદાર હોવું એટલે જ્યાં સુધી તમે કન્વીન્સ ન થાવ ત્યાં સુધી કોઇની પણ વાતમાં ન આવવું એઞપછી એ વાત કહેનારનું નામ ભલે મોહનદાસ કરમચંદ ગાંધી હોયઞ

સરદાર હોવું એટલે કન્વીન્સ થઇ જાવ પછી એક જ ઝાટકે બધું છોડીને યા હોમ કરી કૂદી પડવું એ!સરદાર હોવું એટલે સત્તાનાં રખેવાળ હોવું એ નહીં પણ સરદાર હોવું એટલે રખેવાળોની સત્તા હોવી એ સરદાર હોવું એટલે દેશને એક કરવો એવું જ નહીં પણ સરદાર હોવું એટલે ગાંધીની એક જ ઇચ્છા સામે સત્તાને તુચ્છ ગણી લેવી એ

સરદારની આ ઉત્તુંગ પ્રતિમા રાજપીપળાની સાધુ ટેકરી પર નથી-એ ભારતનાં નકશામાં છે. આપણે એક વાત ભૂલી જઇએ છીએ. અકબર ધ ગ્રેટ, સિકંદર ધ ગ્રેટ કે મહાનત્તમ ચંદ્રગુપ્ત મૌર્ય-આ બધાંએ પણ પણડ રજવાડાંઓ જીત્યા ન્હોતા.

એકલું કલિંગ જીતવા જતા અશોક આખેઆખો નિર્દોષોનાં લોહીથી ખરડાઇ ગયો હતો.

560 રજવાડાંઓ જીતી લેનાર આ માણસની કફની પર નિર્દોષોનાં લોહીનું એક ટીપું પણ પડ્યું ન્હોતું.

આ પૂતળું જોવા જશો નહીં...જવું હોય તો સરદારનો ગગનચુંબી સંકલ્પ જોવા જજો...

આ પૂતળું જોવા જશો નહીં...જવું હોય તો સરદારની અડીખમ તાકાતને જોવા જજો...

સરદારે દેશમાંથી સરકી રહેલી યુનિટીને કેવી રીતે સ્ટેચ્યૂ કહીને રોકી દીધી હતી એ સમજવા જજો...

આ પૂતળું જોવા જશો નહીંઞનક્કામા ઊભા રહેવાને બદલે કર્મવીર કેવી રીતે થઇ શકાય એ જોવા જજો...

પણ જો પૂતળું જ જોવા જાવ તો સિમેન્ટ, સ્ટીલ અને લોખંડની આરપાર સરદારને જોવાનું ભૂલતાં નહીં...!!

હું જોઉં છું કે લોકો ટીવી ચેનલો પર ચર્ચાઓ કરી રહ્યા છે કે આ પૂતળામાં કેટલું સિમેન્ટ વપરાયું, કેટલું કોંક્રિટ વપરાયું, કેટલું સ્ટીલ વપરાયુંઞપણ ભલા માણસઞપૂતળું કયા તત્વોનું બન્યું એની ચર્ચા નહીં, સરદારને સરદાર બનાવનાર તત્વો કયા હતાં એની ચર્ચા થવી જોઇએ.

સરદાર હોવું એટલે શુંબ સરદાર હોવું એટલે પત્નીનાં મોતનો તાર વાંચ્યા બાદ પણ ફરજ પર તૈનાત રહેવું એઞબે-ત્રણ છીંક આવતા જ રજા માટે બોસ પાસે દોડી જનારને આ વાત નહીં સમજાય.

સરદાર હોવું એટલે જ્યાં સુધી તમે કન્વીન્સ ન થાવ ત્યાં સુધી કોઇની પણ વાતમાં ન આવવું એઞપછી એ વાત કહેનારનું નામ ભલે મોહનદાસ કરમચંદ ગાંધી હોય...

સરદાર હોવું એટલે કન્વીન્સ થઇ જાવ પછી એક જ ઝાટકે બધું છોડીને યા હોમ કરી કૂદી પડવું એ...

સરદાર હોવું એટલે સત્તાનાં રખેવાળ હોવું એ નહીં પણ સરદાર હોવું એટલે રખેવાળોની સત્તા હોવી એ...

સરદાર હોવું એટલે દેશને એક કરવો એવું જ નહીં પણ સરદાર હોવું એટલે ગાંધીની એક જ ઇચ્છા સામે સત્તાને તુચ્છ ગણી લેવી એ...

સરદારની આ ઉત્તુંગ પ્રતિમા રાજપીપળાની સાધુ ટેકરી પર નથી-એ ભારતનાં નકશામાં છે. આપણે એક વાત ભૂલી જઇએ છીએ. અકબર ધ ગ્રેટ, સિકંદર ધ ગ્રેટ કે મહાનત્તમ ચંદ્રગુપ્ત મૌર્ય-આ બધાંએ પણ પણડ રજવાડાંઓ જીત્યા ન્હોતા.

એકલું કલિંગ જીતવા જતા અશોક આખેઆખો નિર્દોષોનાં લોહીથી ખરડાઇ ગયો હતો. પણડ રજવાડાંઓ જીતી લેનાર આ માણસની કફની પર નિર્દોષોનાં લોહીનું એક ટીપું પણ પડ્યું ન્હોતું.

પૂતળું જોવા જાવ ત્યારે યાદ રાખજો કે સમ્રાટો અને સરદારો વચ્ચેનો ફરક આ જ હોય છે.

કાળજું સિંહ નું રાખો
સાચું બોલવાની હિંમત રાખો
અન્યાય સામે અવિરત લડાઈ ચાલુ રાખો
અને ઘરની વાત ઘર માં રાખો

જય સરદાર

ગત રોજ રાષ્ટ્રીય એકતા દિવસ નિમિત્તે દેશના ઘડવૈયા શ્રી સરદાર પટેલ ને શતઃ શતઃ નમન....

# નખત્રાણા બાલમંદિરના લાભાર્થે ફટાકડાના સ્ટોલનું શુભારંભ



શ્રી સત્યનારાયણ પાટીદાર ઉત્સવ મંડળ(મધ્ય વિભાગ સમાજ) આયોજિત બાલ મંદિરના લાભાર્થે
નખત્રાણા માં પશ્ચિમ કચ્છ ના સૌથી વિશાળ ફટાકડા નો ભવ્ય મોલ આગમન શોપિંગ મોલની બાજુમાં શુભઆરભ તારીખ **30.10.2021** ના સવારે 10:00 કલાકે સાધુ સંતો અને સમાજના હોદ્દેદારશ્રી ઓ ના વરદ હસ્તે ખુલ્લો મુકવામાં આવ્યો છે

**ઉત્સવ યુવા મંડળ નખત્રાણા**

# શ્રી રામ મંદિર.ચવદાર તલે મહાડ મુકામે સરદાર વલ્લભભાઈ પટેલના 146 મી જન્મ જયંતિ ની ઉજવણી






શ્રી રામ મંદિર.ચવદાર તલે મહાડ મુકામેજી

ભારતીય જનતા યુવા મોરચા અને મહાડ યુવા મંડળ ના સંયુક્ત ઉપક્રમે સરદાર વલ્લભભાઈ પટેલના 146 મી જન્મ જયંતિ નિમિત્તે 31 ઓક્ટોબર ના રોજ રક્તદાન શિબિર આયોજન કરવામાં આવ્યું હતુ. જેમા 80 યુનિટ બ્લડ જમા કરવામા આવેલ.. સાથે સાથે પહેલીવાર બ્લડ ડોનેશન કરનાર યુવાનોનુ મોન ના હેલ્થ ૭ ડિઝાસ્ટર ના કન્વીનર નરેન્દ્રભાઈ પોકારના હસ્તે સન્માન કરી બ્લડ ડોનેશન કરવા પ્રેરિત કરવામાં આવેલ.
તેમજ તા.31.10.2021 રવિવાર ના શ્રીરામ મંદિર.ચવદાર તલે મહાડ મુકામેજી

ભારતીય જનતા યુવા મોરચા દ્વારા મહાડ યુવા મંડળના સાયકલ યાત્રાના ભાઈઓનું સન્માનનુ કાર્યક્ર્મ કરવામા આવ્યુ. આ કાર્યક્રમમાં શ્રી. બિપીનદાદા મહામુનકર (ભાજપ જિલ્લા મહાસચિવ), અક્ષય તડફળે (ભાજપ નાયબ જિલ્લા પ્રમુખ શ્રી જયવંત દળવી (ભાજપ મહાડ તાલુકા પ્રમુખ), શ્રી નિલેશ તલવાટકર (ભાજપ મહાડ શહેર પ્રમુખ) અને ખાસ કરીને શ્રી અમિત ઘાગ (યુવા મોરચા દક્ષિણ રાયગઢ જિલ્લા પ્રમુખ)ઉપસ્થિત રહ્યા હતા.

# "એક ઉડાન દિલ્હી કિ ઓર" IAS.IPS બનવા નો સુનેરો અવસર




"એક ઉડાન દિલ્હી કિ ઓર" **IAS.IPS** બનવા નો સુનેરો અવસર, પાટીદાર વિકાસ થી રાષ્ટ્ર વિકાસ સરદારધામ★

અખંડ ભારત ના શિલ્પી એવમ લોહ પુરુષ ,યુગપુરુષ એવા સરદાર વલ્લભભાઇ પટેલ ના 146 જન્મ જયંતી નિમિત્તે દિલ્હી ખાતે સરદારધામ સિવિલ સર્વિસ કેન્દ્ર નું શુભારંભ મુખ્ય અતિથિ એવા સન્માનિય કેન્દ્રીય મંત્રી મનસુખભાઈ માંડવીયા ના હસ્તે દીપ પ્રજવલિત કરી ખુલ્લો મુકવામા આવેલ

યુવાસંઘ એજ્યુકેસન અને ટેલેન્ટ હન્ટ મિશન અંતર્ગત પાછલા ઘણા સમય થી શિક્ષણ ક્ષેત્રના ખરા અર્થ માં વહીવટીતંત્રમાં લેવાતી GPSC. UPSC .Defence. Judiciary ક્ષેત્રમાં સિવિલ સર્વિસમાં લેવાતી સ્પર્ધાત્મક પરીક્ષાઓમાં વિદ્યાર્થીને મોકલવામાં ખૂબજ પ્રયાસ રહેલ છે. સાથે વાલીઓનું પણ સપનું હોય કે અમારો દીકરો દીકરી IPS . IAS અધિકારી બને સાથે તેઓને ચિંતા પણ હોય કે વિદ્યાર્થી નું સારું રહેવા-જમવાની વ્યવસ્થા બરાબર હોય આવી સ્પર્ધાઓ માટે વિદ્યાર્થીઓને દિલ્હી આવું પડે છે. તેમનું ધ્યાન રાખતા વિશ્વના પાટીદારની સંસ્થા સરદારધામ ના મિશન 2026 અંતર્ગત લક્ષ બિંદુઓને ધ્યાનમાં રાખી સિવિલ સર્વિસ કેન્દ્રને દિલ્હીમા ખોલવામાં આવ્યો છે. અત્યારે 32 વિશ્વ ના પાટીદાર દિકરા દિકરીઓને પ્રવેશ આપવામાં આવેલ છે. અંદાજે **75** દીકરી, દીકરાઓ માટે કેન્દ્રમાં સુવિધા આપવામા આવશે. સરદારધામ સંસ્થાનું મીડિયા તંત્ર, ન્યાયતંત્ર, રાજતંત્ર અને સંરક્ષણ દળમાં મોકલવા માટે નિષ્ણાતો દ્વારા માર્ગદર્શન આપવામાં આવશે.

જે વાલીઓની વાર્ષિક આવક બે લાખથી વધુ હોય તેને વાર્ષિક ફીસ 20000.- મા પ્રવેશ આપવામાં આવશે અને વાલીઓની વાર્ષિક આવક બે લાખથી ઓછી હશે તેમને 10000.- વાર્ષિક ફી આપ્યે થી જરૂરિયાત અને તેજસ્વી વિદ્યાર્થીઓને પ્રવેશ માટે માત્ર એક રૂપિયાના ટોકન ફી સાથે પ્રવેશ આપવામાં આવશે એમા જમવા રહેવા સાથે આધુનિક લાઇબ્રેરી ની સેવા આપવામાં આવશે.

પ્રવેશ માટે લેખિત પરીક્ષા સાથે ઓનલાઇન પરીક્ષા આપવા બાદ પૂર્વ IPS PIAS અધિકારીઓ અને વર્તમાન અધિકારીઓ વિદ્યાર્થીઓનુ ઇન્ટરવ્યુ લઇ પસંદગી કરી પ્રવેશ આપશે

આ કાર્યક્રમ અંતર્ગત સરદારધામ ના ટ્રસ્ટીઓ અને કેન્દ્રિય મંત્રી સાથે ચર્ચા કરવામા આવી
કેન્દ્રિય સમાજના ટ્રસ્ટી શ્રી લક્ષ્મણભાઈ ચૌહાણ, કાંતિભાઈ સાંખલા, જગદીશભાઈ ચૌહાણ, રવિભાઈ કરસન સેંઘાણી, કિશોરભાઈ સાંખલા, સંયોજક કિશોરભાઈ ચોપડા તેમજ દિલ્હી મહિલા મંડળના મહામંત્રી કલ્પનાબેન સાંખલા, યુવાસંઘ ટીમના જશવંતીબેન ચૌહાણ,સરસ્વતીબેન સાંખલા હાજર રહેલ હતા..

**સંયોજક, કિશોર ચોપડા દિલ્હી**

#  સનાતન મેડિકોઝ 

**સામાજિક જોડાણ:** અધ્યયનોમાં માનસિક અને સામાજિક ઉત્તેજીક પ્રવૃત્તિઓમાં આજીવન જોડાણ અલ્ઝાઇમર રોગનું જોખમ ઓછું થવાનું વચ્ચે જોવા મળ્યું છે. આધ્યામિક નો રોજ ના જીવન મા સમાવેશ ફાયદા કારક છે,

જટિલતાઓને અલ્ઝાઇમરને લીધે મેમરી અને ભાષાની ખોટ,ક્ષતિગ્રસ્ત ફેરફારો આરોગ્યની અન્ય સ્થિતિઓ માટે સારવારને જટિલ બનાવી શકે છે. અલ્ઝાઇમર રોગ ધરાવતી વ્યક્તિ આ કરી શકશે નહીં:

વાતચીત કરો કે તે અથવા તેણી પીડા અનુભવી રહી છે

બીજી બીમારીના લક્ષણો સમજાવો

સૂચવેલ સારવાર યોજનાને અનુસરો

દવાઓની આડઅસરો સમજાવો

જેમ જેમ અલ્ઝાઇમર રોગ તેના અંતિમ તબક્કામાં આગળ વધે છે, મગજ ફેરફારો ગણી, સંતુલન અને આંતરડા અને મૂત્રાશય નિયંત્રણ જેવા શારીરિક કાર્યોને અસર કરવાનું શરૂ કરે છે. આ અસરો વધારાની આરોગ્ય સમસ્યાઓની નબળાઈને વધારી શકે છે જેમ કે:

ફેફસામાં ખોરાક અથવા પ્રવાહી શ્વાસમાં લેવી (આકાંક્ષા)ફ્લૂન્યુમોનિયા અને અન્ય ચેપ

અસ્થિભંગ,બેડસોર્સ,કુપોષણ અથવા ડીહાઇડ્રેશન,

કબજિયાત અથવા ઝાડા,દાંતની સમસ્યાઓ જેવી કે માં દુખાવો અથવા દાંતનો સડો

**નિવારણ:**અલ્ઝાઇમર રોગ એ રોકી શકાય તેવી સ્થિતિ નથી. જો કે, અલ્ઝાઇમર માટે જીવનશૈલીના ઘણા જોખમના પરિબળોમાં ફેરફાર કરી શકાય છે. પુરાવા સૂચવે છે કે આહાર,કસરત અને આદતોમાં પરિવર્તન – રક્તવાહિની રોગના જોખમને ઘટાડવાનાં પગલાં – પણ અલ્ઝાઇમર રોગ અને ડિમેન્શિયા પેદા કરતી અન્ય વિકૃતિઓનું જોખમ ઘટાડે છે. હાર્ટ-હેલ્ધી લાઇફસ્ટાઇલ પસંદગીઓ જે અલ્ઝાઇમરના જોખમને ઘટાડી શકે છે તેમાં નીચેનાનો સમાવેશ થાય છે:





નિયમિત કસરત કરવી

તાજી પેદાશો,તંદુરસ્ત તેલ અને સંતુલિત આહાર જેવા સંતૃપ્ત ચરબીવાળા ઓછા ખોરાકનો આહાર ખાવું

હાઈ બ્લડ પ્રેશર,ડાયાબિટીઝ અને હાઈ કોલેસ્ટરોલને મેનેજ કરવા માટે સારવારની માર્ગદર્શિકાને અનુસરો

જો તમે ધૂમ્રપાન કરશો તો તમારા ડોક્ટરને ધૂમ્રપાન છોડવામાં મદદ માટે પૂછો

અધ્યયનોએ બતાવ્યું છે કે જીવનમાં પાછળથી વિચારધારણાની કુશળતા અને અલ્ઝાઇમર રોગનું જોખમ ઓછું થવું એ સામાજિક કાર્યક્રમોમાં ભાગ લેવા,વાંચન,નૃત્ય,બોર્ડ રમતો રમવી,કલા બનાવવી,કોઈ સાધન વગાડવા,અને અન્ય પ્રવૃત્તિઓમાં માનસિક અને સામાજિક જોડાણની જરૂરિયાત સાથે સંકળાયેલ છે. આધ્યામિક નો રોજ ના જીવન મા સમાવેશ

દવાઓ અસ્થાયીરૂપે લક્ષણોમાં સુધારો અથવા ધીમી પ્રગતિ કરી શકે છે. આ સારવાર કેટલીકવાર અલ્ઝાઇમર રોગવાળા લોકોને મહત્તમ કાર્ય અને એક સમય માટે સ્વતંત્રતા જાળવવામાં મદદ કરી શકે છે. વિવિધ કાર્યક્રમો અને સેવાઓ અલ્ઝાઇમર રોગવાળા લોકો અને તેમના સંભાળ આપનારાઓને મદદ કરી શકે છે.

સનાતન મેડિકોઝ
સંપાદક:ડો.વિપુલભાઈ છાભૈયા,
નરોડા-અમદાવાદ.

## આજનું આચમન

આસો વદ ૧૧, વિ. સંવત ૨૦૭૭,
સોમવાર, તા. ૧૧૧૨૦૨૧

અનુકૂળ અને પ્રતિકૂળ
પરિસ્થિતિનું આવવું એ તો
કર્મોનું ફળ છે, અને
તેનાથી સુખી-દુઃખી થવું
એ તો પોતાની
અજ્ઞાનતાનું ફળ છે.



શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાન-સંસ્કારધામ,
દેશલપર-કચ્છ

## કચ્છ સાપ્તાહિક સ્પેશિયલ ટ્રેન



કચ્છ તરફ આવતા . જતા પ્રવાસીઓના હિત માટે ભારતીય રેલ્વે દ્વારા દિવાળી દરમ્યાન સ્પેશ્યલ ટ્રેન અંતર્ગત ભુજથી બાંદ્રા ટર્મિનસ અને બાંદ્રા ટર્મિનસથી ભુજ સુપર ફાસ્ટ સ્પેશિયલ ટ્રેન વધારાના ભાડા સાથે ૮ ફેરા કરશે

ગાડી નંબર ૦૯૪૧૮ દ્વારા ભુજથી રાતના ૧૧:૩૦ વાગ્યે ઉપડી બીજા દિવસે બપોરના ૦૩:૪૦ વાગ્યે બાંદ્રા ટર્મિનસ પહોંચશે.

શુક્રવાર, તા. ૫, ૧૨, ૧૯, ૨૬ નવેમ્બર

ગાડી નંબર ૦૯૪૧૭ દ્વારા બાંદ્રા ટર્મિનસથી સાંજના ૭:૨૫ વાગ્યે ઉપડી બીજા દિવસે બપોરના ૧૨:૨૦ વાગ્યે ભુજ પહોંચશે.

શનિવાર, તા. ૬, ૧૩, ૨૦, ૨૭ નવેમ્બર બન્ને બાજુના પ્રવાસ દરમ્યાન આ સ્ટેશન પર ટ્રેન ઉભી રહેશે. આ ટ્રેન બાન્દ્રા, બોરીવલી, વાપી, સુરત, વડોદરા, ગેરાતપુર, અમદાવાદ, વિરમગામ, ધ્રાંગધ્રા, સામખીયાળી, ગાંધીધામ, ભુજ હોલ્ટ કરશે.



##  આજની ચિંતનકણિકા 

**INDIA છોડો, ભારત બોલો...(૭ અને અંતિમ)**

------------------------------

હમણાં થોડાં વર્ષો પહેલાં કેટલાક વિદ્વાન મિત્રો સાથે થયેલી ચર્ચા યાદ આવી.

મારું કહેવાનું હતું કે આપણે કોઈ પણ જગ્યાએ યદમયબ શબ્દ ન જ વાપરવો જોઈએ. એક - બે મિત્રો અલગ જ મત ધરાવતા હતા. એમણે ટકોર કરી, "આપણે આટલા બધા સંકુચિત ન બનવું જોઈએ. દુનિયા આપણને જે રીતે ઓળખે છે એ રીતે ઓળખાવામાં સંકોચ શાનો ? 'ભારતૃ શબ્દ વાપરવાથી લોકો આપણને ઓળખશે પણ નહીં. આપણે આપણો અભિનિવેશ બદલવો જોઈએ."

આવા શબ્દો સાંભળીને મારું માથું ફરી ગયું. આપણને આપણી સાચી ઓળખ આપવામાં પણ સંકોચ ? એમાં આત્મગૌરવનો કોઈ ભાવ નહીં ? આપણે જ જો એ શબ્દનો આગ્રહ નહીં રાખીએ તો દુનિયા શા માટે રાખે ?

બીજા એક મહાનુભાવે વળી બીજું ડહાપણ ડોળ્યું, "આપણે તો હિન્દુ છીએ, સર્વધર્મસમભાવમાં માનવાવાળા. આપણે extremist - અંતિમવાદી ન બનવું જોઈએ. INDIA શબ્દ અપનાવી લઈને મધ્યમમાર્ગી બનવું જોઈએ.'આ વિષયમાં આગળ ચર્ચા કરી શક્તિ વેડફવાનું અને શબ્દોનો વ્યય કરવાનું મને ન ગમ્યું.

પણ મનમાં દ્વંદ્વ ચાલ્યું : "શું ભારત શબ્દનો આગ્રહ રાખવો એ અંતિમવાદિતાનું લક્ષણ છે? સત્ય અને અસત્યમાંથી આપણે સત્ય તરફ જવું એ પણ શું અંતિમવાદીપણું નથી ? ક્રોધ અને સંયમના પણ બે છેડા છે...શું સંયમ અપનાવવો એ extreme વિચારધારા છે ? કોઈ પણ સારી વસ્તુ પામવા એના છેડે જ જવું પડે. એ કંઈ અંતિમવાદી વિચારધારા ન હોઈ શકે."

વાસ્તવમાં મિત્રો સાથેની એ ચર્ચાએ જે દ્વંદ્વ સર્જ્યું તેમાંથી જ આ લેખમાળાનો જન્મ થયો છે.

INDIA બોલીબોલીને હીનતાનો અને ગુલામીનો ભાવ અનુભવતા રહેવું તે કરતાં ભારત બોલીને આત્મગૌરવનો ભાવ અનુભવવો એ કેટલું આનંદદાયક છે તેનો અનુભવ કરી જોજો.

આત્મગૌરવ અને રાષ્ટ્રગૌરવનું સામંજસ્ય આ પ્રક્રિયામાંથી જ નિર્માણ થશે અને એમાંથી જ થશે રાષ્ટ્રનું પુનર્નિર્માણ!

મિશન અભિમન્યુ
શ્રી ઉમા એજ્યુકેશન એન્ડ ચેરીટેબલ ટ્રસ્ટ.
SUV International school.

## ભાવભીની શ્રદ્ધાંજલી-સનાતન ધર્મ પત્રિકા



તારીખ:૩૧.૧૦.૨૦૨૧ રવિવાર

સ્વ.હરજીભાઈ લધાભાઈ પારસીયા

ઉમર:૮૪ વર્ષ

કચ્છમાં ગામ:પાલનપુર (નિરોણા)(સ્થાનિક)

અવસાન કારણ:કુદરતી, નૈસર્ગિક

પરમકૃપાળુ પરમાત્મા સદગતના દિવ્ય આત્મા ને પરમ શાંતિ અર્પે એજ પ્રાર્થના,
શ્રી સમાજ સનાતન ધર્મ પત્રિકા ની પ્રચાર પ્રસાર સમિતિ દ્વારા ભાવ પૂર્ણ શ્રદ્ધાંજલિ
ૐ શાંતિ શાંતિ શાંતિ ....



કાર્યાલય :૫૦૧-૫૦૪,પાંચમો માળ,નરોડા બિઝનેસ હબ કોમ્પ્લેક્ષ,નરોડા દહેગામ રોડ,એસપી રિંગ રોડ પાસે,નરોડા અમદાવાદ- ૩૮૨૩૩૦ મોબાઈલ:૭૭૧૮૯૭૭૭૭૪